# दीनाक्रन्दनम् ।

[ द्वात्रिंशिका ]

卐

—न्यायविजयः

# दीनाक्रन्दनम् ।

[ द्वात्रिंशिका ]

न्यायविशारद-न्यायतीर्थ—

मुनिराजश्रीन्यायविजयविरचितम् ।

वीर सं० २४५७ ] धर्म सं० ९ [ वि० सं० १९८७

आषाढ पूर्णिमा ।

प्रति संख्या १०००

:: प्रकाशक ::

**श्रीजैन श्रावकसंघ,**

**घडीयाली पोल, वडोदरा.**

**આર્થિક સહાયક—**

સદ્‌ગત ઝવેરચંદ કપૂરચંદના પુણ્યસ્મરણાર્થે

**શાહ નગીનચંદ ઝવેરચંદ**

**વલસાડ.**


ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં

પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યું.

પાનકોર નાકા :: અમદાવાદ.

# બે બોલ

પરમેશ્વર આગળ આ દીનનું આક્રન્દન છે, દુખિયાનો આર્ત્તનાદ છે.

હાર્દિક આક્રન્દન હૃદય-પટને ધોવામાં બહુ સરસ કામ કરે છે. એથી જીવન પર ભક્તિનો રંગ પૂરાય છે, એથી માણસ અનેક મુશ્કેલીઓમાંથી ઉગરી જાય છે, તેની ગ્લાનિઓ ટળી જાય છે અને શાન્તિમય જીવનનો માર્ગ તેને સરળ થઈ પડે છે.

ભક્તિમાર્ગ બહુ રમણીય યોગ છે. એનો અભ્યાસી એમાંથી બહુ સરસ આનન્દ લૂટે છે. એ રસ્તે આત્મજીવન ઘડાય છે. પ્રભુમય જીવન પામવાની એ દિશા છે.

આ સ્તોત્ર-પાઠ દરેકને ઉપયુક્ત સમજી પ્રકાશનમાં મૂકાય છે. પાઠક આથી પોતાના ભક્તિભાવને ખીલવે અને આત્મશાન્તિનો માર્ગ સાધે એટલે બસ.

—લેખક

# दीनाक्रन्दनम् ।

[ द्वात्रिंशिका ]

( १ )

त्रैलोक्य–देवता क्व त्वं
दीन–हीनः क्व मादृशः ! ।
पश्यतस्त्वामहो ! अद्य
नानन्दो माति मे हृदि ॥

( २ )

सन्तप्तस्यासहायस्य
भ्रमतो यत्र–तत्र मे–।
अकस्मात् पथि दृष्टोऽसि
प्रसीद ! परमेश्वर ! ॥

( ३ )

मादृशानामभागानां
सुलभं दर्शनं क्व ते ! ।
प्रसरन्ति शुभा आशा
अद्य त्वां पश्यतस्तु मे ॥

(૧)

ત્રણ જગત્‌નો દેવ તું ક્યાં અને મારા જેવો દીન–હીન ક્યાં ? આજ તને નિહાળતાં અહા ! મારા હૃદયમાં આનન્દ માતો નથી.

(૨)

સન્તાપથી બળી રહેલો અને સહાય વગરનો એવો જ્યાં–ત્યાં આથડનારો હું આજ રસ્તામાં ભમતાં–ભમતાં અકસ્માત્ તને દેખવા પામ્યો છું ! હે પરમેશ્વર ! પ્રસન્ન થા !

(૩)

મારા જેવા અભાગીયાને તારૂં દર્શન ક્યાં પડ્યું છે ! પણ આજ તારૂં દર્શન થતાં મને સારી આશાઓ સ્ફુરી રહી છે.

( ४ )

कल्पद्रोरपि कल्पद्रु—
महतोऽपि मणेर्मणिः ।
देवानामपि पूज्योऽसि
कियत् ते मम पूरणम् ! ॥

( ५ )

स्वयं जानासि हे देव !—
कीदृशोऽस्मि दयास्पदम् ! ।
दयारत्नाकरश्चासि
नाथ ! नाथामि ते दयाम् ॥

( ६ )

लग्नोऽस्मि ते पदाम्भोज—
युगे महिमशालिनि ।
कृपा वर्षतु ते स्वामिन् !
मद्दौर्भाग्य-हुताशने ॥

(४)

તું કલ્પવૃક્ષનો પણ કલ્પવૃક્ષ છે, મહાન્ મણિનો પણ મણિ છે, તું દેવોને પણ પૂજ્ય છે, તો મારા જેવાનું પૂરણ કરવું એમાં તે તને શું !

(૫)

હે દેવ ! તું સ્વયં જાણે છે કે, હું કેવો દયાપાત્ર છું. અને તું તો દયાનો મહાસાગર છે. હે નાથ ! તારી દયા યાચું છું.

(૬)

તારાં ચરણ પ્રભાવશાલી છે. હું તારા ચરણે વળગ્યો છું. હું તારે પગે પડું છું. હે સ્વામિન્ ! મારા દુર્ભાગ્યરૂપ આગ પર તારી કૃપા વરસો !

(७)

मां दहत्येकतश्चिन्ता
　　वासना हन्ति चान्यतः ।
दुर्बलोऽस्मि दरिद्रोऽस्मि
　　रोगितोऽस्मि च पश्य ! माम् ॥

(८)

दौर्बल्येऽपि खरः क्रोधो
　　नैर्गुण्येऽप्यभिमानिता ।
वैयर्थ्येऽपि महामाया
　　लोभो दौःस्थ्येऽपि मे महान् ॥

(९)

एवंविधे कषायाग्नौ
　　विश्वेशश्चेत् त्वमेव माम्- ।
दह्यमानमुपेक्षेथा
　　हा ! हतानाश्रया दया ! ॥

(૭)

મને એક બાજુ ચિન્તા બાળી રહી છે અને બીજી બાજુ વાસના સતાવી રહી છે. હું દુર્બળ છું, દરિદ્ર છું, રોગી છું. પ્રભુ ! મારી સામું જરા જો !

(૮)

દુર્બળતા છતાં ઉગ્ર ક્રોધ, નિર્ગુણતા છતાં પ્રબળ અભિમાન, અકર્મણ્યતા યા અર્થહીન સ્થિતિ છતાં મહામાયા અને દારિદ્રય છતાં મહાન્ લોભ મારામાં ભરેલા છે ! પ્રભુ !

(૯)

આમ કષાયરૂપી અગ્નિમાં બળી રહેલા એવા મને વિશ્વનો ઈશ્વર એવો તું જ જો ઉવેખે, તો હાય ! આશ્રય વગરની—ઠામ-ઠેકાણા વગરની બની જતી દયા હણાઈ જાય !

( १० )

ममेन्द्रियाणि मत्तानि
चञ्चलं च मनो भृशम् ।
ऊर्मयश्च विकाराणा—
मुच्छलन्ति क्षणे क्षणे ॥

( ११ )

विचाराणां न मे शुद्धि-
र्वाणीसंयमनं न च ।
महानुच्छृङ्खलः कायः
किं ब्रुवे स्वविडम्बनम् ॥

( १२ )

आस्वाद्य तव सिद्धान्तं
पीत्वापि शम-भारतीम्—।
वासना-परितापो मे
न ही शाम्यति तृष्णजः ॥

(૧૦)

મારી ઇન્દ્રિયો ઉદ્ધત છે. મારૂં મન અતિશય ચંચળ છે. વિકારોની ઊર્મિઓ ક્ષણે ક્ષણે ઉછાળા મારે છે.

(૧૧)

મારા વિચારો શુદ્ધ નથી. વાણી પર મારો કાબૂ નથી. મારી શરીર–ચેષ્ટા પણ બહુ ઉચ્છૃંખલ છે. પ્રભો ! મારી વિડંબના તે હું શું વર્ણવું !

(૧૨)

તારા સિદ્ધાન્તોનો સ્વાદ લઇને અને તારી પ્રશમ–પૂર્ણ વાણીનુ પાન કરીને પણ હું તૃષ્ણાશીલ બની રહ્યો છું. પ્રભુ ! મારી વાસનાનો પરિતાપ ઠંડો પડતો નથી.

( १३ )

परःसहस्रानाकर्षत्-
प्रणाल्योपदिशाम्यहम् ।
स्वकीयं पुनरात्मानं
नोपदेष्टुं भवाम्यलम् ! ॥

( १४ )

शास्त्राणां पठनं ज्ञानं
बोधनं सुकरं किल ।
दुष्करं तु परं नाथ !
जीवने स्वे प्रवेशनम् ॥

( १५ )

स्वार्थवृत्ति-मृषावादि-
मायि-दुःशील-मूर्च्छतः-।
अहिंसा सत्यमस्तेयं
क्व मे ब्रह्मापरिग्रहः ? ॥

(૧૩)

હજારો માણસોને હું આકર્ષક શૈલીથી ઉપદેશ કરૂં છું. પણ મારા પોતાના આત્માને હું ઉપદેશ કરી શકતો નથી !

(૧૪)

શાસ્ત્રો ભણવાં, જાણવાં અને બીજાઓને સમજાવવાં સ્હેલાં છે, પણ હે નાથ ! પોતાના જીવનમાં ઉતારવાં દોહ્યલાં થઈ પડયાં છે.

(૧૫)

સ્વાર્થવૃત્તિપરાયણ, મૃષાવાદી, માયાપ્રપંચી, દુ:શીલ અને મૂર્છાગ્રસ્ત એવા મારામાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ક્યાંથી હોય ?

( १६ )

[illegible]रण्ये महाघोरं
क्लिश्यमानस्य मेऽटतः–।
नान्य आश्वासकः कश्चिद्,
मावज्ञासीस्तदीश ! माम् ! ॥

( १७ )

स्वामिनं श्रद्दधामि त्वां
त्वयि भक्तिं वहामि च ।
न तु ते वचनं कुर्वे
जानन्नपि सुखावहम् ! ॥

( १८ )

यादृशस्तादृशो वापि
देव ! दासोऽस्मि तावकः ।
दासोद्धरणशैथिल्यं
[illegible] न हि शोभते ॥

(૧૬)

મહાભયંકર મોહ–જંગલમાં દુઃખી હાલતે રખડતા એવા મને આશ્વાસન આપનાર કોઈ બીજો નથી. હે ઈશ ! તું મારી અવજ્ઞા ન કર !

(૧૭)

હે દેવ ! હું તને સ્વામી તરીકે બરાબર સદ્દહું છું અને તારી તરફ ભક્તિરાગ પણ ધરાવું છું. પણ હું તારૂં કથન સુખદાયક જાણવા છતાંય કરતો નથી.

(૧૮)

દેવ ! જેવો–તેવો પણ હું તારો દાસ છું. દાસનો ઉદ્ધાર કરવામાં શિથિલ થવું એ સ્વામીને ન શોભે.

( १९ )

ज्ञानं पूर्णं परा शक्ति-
रनन्तस्ते दयारसः ।
बह्वनुदधरः पापान्
मत्कृते विमुखोऽसि किम् ? ॥

( २० )

फूत्करोमि तव द्वार—
मुपस्थाय स्वदुर्दशाम् ।
त्वं चेत् पिधास्यसे कर्णौ
का गतिर्मे भविष्यति ! ॥

( २१ )

मत्तोऽप्यधिकपाप्मानो
दृश्यन्ते सुखशालिनः ।
निष्ठुरव्यवहारेण
विधिर्मय्येव वर्त्तते ! ॥

(૧૯)

તારામાં જ્ઞાન પૂર્ણ, શક્તિ પરમ અને દયા-રસ અનન્ત છે. તેં ઘણા પાપીઓને ઉદ્ધર્યા છે. તો આજ મારે માટે તું કેમ વિમુખ બની ગયો છે ?

(૨૦)

તારા દ્વાર આગળ ઉપસ્થિત થઈ હું મારી દુર્દશાનો પોકાર કરી રહ્યો છું. તું જો કાન બંધ કરી દઈશ, તો પછી મારી શી વલે થશે ? પ્રભુ !

(૨૧)

મારાથી પણ વધુ પાપ કરનારા દુનિયામાં સુખી દેખાય છે. " વિધાતા " મારા પર જ કેમ નિષ્ઠુર વ્યવહાર ચલાવે છે ?

( २२ )

शीर्षे मे त्वादृशः स्वामी
दुःस्थेयं च दशा मम ! ।
असम्भाव्यमिदं शम्भो !
कथं घटयसे हहा ! ॥

( २३ )

जानेऽहं वीतरागोऽसि
निर्ममोऽसि समोऽसि च ।
तथापि श्रद्दधे वाढं
नाफलं मे निवेदनम् ॥

( २४ )

जानामि, स्वयमेवास्ति
कर्त्ता भोक्ता च चेतनः ।
स्वकृतं खलु भोक्तव्यं
नान्यथा प्रकृति-क्रमः ॥

(૨૨)

મારે માથે તારા જેવો સ્વામી અને મારી આ દુર્દશા ! હાય ! હે શમ્ભો ! આવી અસમ્બદ્ધ, આવી અસમ્ભાવ્ય ઘટના તું કેમ માંડે છે ? અગર એવી ઘટનાને તું કેમ ચલાવી લે છે ?

(૨૩)

હું જાણું છું કે, તું વીતરાગ છે. તને કોઈ પર મમત્વ નથી. તું સર્વત્ર સર્વ પર સમ છે. તોપણ મને પાકી ખાતરી છે કે, મારૂં નિવેદન અફળ નહિ જાય.

(૨૪)

હું જાણું છું કે દરેક આત્મા પોતેજ કર્ત્તા છે અને ભોક્તા છે. પોતે કરેલું પોતેજ ભોગવવું પડે છે. પ્રકૃતિનો ક્રમ અન્યથા થઈ શકતો નથી.

( २५ )

परन्त्वाक्रन्दनेऽपि स्यात्
सुखं मे पुरतस्तव ।
प्रसीदति मनोऽनेन
प्रसादस्ते तदेव च ॥

( २६ )

जगतामेकमाधारं
भवव्याधिभिषग्वरम् ।
अखण्डानन्दचिन्मूर्त्तिं
धन्योऽहं त्वामुपागतः ॥

( २७ )

महादेवोऽसि बुद्धोऽसि
शङ्करोऽसि शिवोऽसि च ।
जिनोऽसि वीतरागोऽसि
विश्वविश्वेश्वरोऽसि च ॥

(૨૫)

પરન્તુ તારી આગળ આક્રન્દન કરવામાં પણ મને સુખ થાય છે. એથી મન પ્રસન્ન થાય છે. અને મનની પ્રસન્નતા એજ તારી પ્રસન્નતા છે. આત્મ-પ્રસાદ એજ પરમાત્મ-પ્રસાદ.

(૨૬)

હું ધન્ય છું કે મને, જગત્‌નો એક આધાર, ભવની વ્યાધિનો મહાન્ વૈદ્ય અને અખંડાનન્દમય-ચિત્સ્વરૂપ એવો તું મળ્યો છે!

(૨૭)

તું મહાદેવ છે, બુદ્ધ છે, શંકર છે, શિવ છે, જિન છે, વીતરાગ છે અને અખિલ વિશ્વનો ઇશ્વર છે.

( २८ )

नमस्तुभ्यं जगन्नाथ !
    नमस्तुभ्यं जगत्पते ! ।
नमस्तुभ्यं जगत्स्वामिन् !
    नमस्तुभ्यं जगद्गुरो ! ॥

( २९ )

गतं ममाद्य दारिद्र्यं
    रोगाः सर्वे पलायिताः—।
दृष्टे त्वयि महानन्द–
    मये श्रीपरमात्मनि ॥

( ३० )

अद्य [illegible]तं पुण्यं
    पापं पातालमव्रजत्–।
त्वद्भक्त्या भव–निर्वेदो
    भूयान्मे शिवसम्पदे ॥

(૨૮)

હે જગત્‌ના નાથ! હું તને હાથ જોડું છું.
હે જગત્‌ના પતિ! તને મારા નમસ્કાર છે.
હે જગત્‌ના સ્વામી! તને મારાં વંદન છે.
હે જગત્‌ના ગુરુ ! હું તને પૂજું છું.

(૨૯)

આજ, પરમ આનન્દના અવતાર રૂપ આપ શ્રીપરમાત્માનાં દર્શન થતાં મારૂં દારિદ્રય ચાલ્યું ગયું અને મારા બધા રોગો પલાયન કરી ગયા.

(૩૦)

આજ મારૂં પુણ્ય ઉલ્લસી રહ્યું છે. અને પાપ તો પાતાલે ગયું. તારી ભક્તિના પ્રભાવે, હે ભગવન ! મને મોક્ષ-લક્ષ્મીને અનુકૂળ ભવ-વૈરાગ્ય પ્રાપ્ત થાઓ !

( ३१ )

नमामि त्वां नमामि त्वां
नमामि त्वां पुनः पुनः ।

सदा भक्तिलहर्य्यस्ते
प्रवहन्तु ममाऽऽत्मनि ॥

( ३२ )

निर्मोहावरणोऽनुपाधिरमलो विश्वप्रकाशः प्रभु-
स्तुष्टो न प्रियमादधाति न पुनः कस्यापि रुष्टोऽप्रियम् ।
चेतोरोगनिवारणेन सफलं भूयान्ममाऽऽक्रन्दनं
तोषस्तत्त्वत आत्मनो भगवतः सम्पद्यतामुज्ज्वलः ! ॥

(૩૧)

હું તને નમન કરૂં છું, નમન કરૂં છું, ફરી ફરી નમન :કરૂં છું. તારી તરફ ભક્તિની લ્હેરો હમેશાં મારા આત્મામાં વહ્યા કરો ! પ્રભુ ¡

(૩૨)

મોહના આવરણથી વિમુક્ત, નિરુપાધિ અને નિર્મળ એવો વિશ્વપ્રકાશરૂપ ભગવાન્ તુષ્ટ થઇને કોઇનું સારૂં કરી દેતો નથી, તેમજ રુષ્ટ થઇને કોઈનું બુરૂં કરતો નથી.

મારૂં ' આક્રન્દન ' મનના રોગોને નિવારણ કરવામાં સફળ સિદ્ધ થાઓ ! અને મૂળ રૂપે તત્ત્વદૃષ્ટિએ ભગવાન્ એવા આત્માને ઉર્જ્જ્વળ સંતોષ પ્રાપ્ત થાઓ! અથવા આત્માની ઉર્જ્જ્વળ તુષ્ટિ એ જ વાસ્તવિક રીતે પરમાત્માની તુષ્ટિ છે અને એ મને પ્રાપ્ત થાઓ !

---

